બાળ ગ્રંથાવળી : : ચોથી શ્રેણી : ૧૧

# નર્મદાસુંદરી



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૧૧

# નર્મદાસુંદરી

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.



: સર્વ હક્ક સ્વાધીન :

પ્રથમ આવૃત્તિ : નકલ ૨૫૦૦ : સં. ૧૯૮૮

મૂલ્ય સવા આનો.

જ્યોતિ કાર્યાલય : અમદાવાદ

# નર્મદાસુંદરી

:૧:

મનગમતી વહુ મળતાં કઇ સાસુને હર્ષ ન થાય ? અને એમાંયે આ વહુ તો પોતાનીજ ભત્રીજી. અને વળી એના આવવાથી પોતાનો પિયર સાથે તૂટેલો વ્યવહાર ફરી શરૂ થયેલો એટલે સાસુ ઋષિદત્તાના હર્ષનો પાર ન હતો. જ્યારથી નર્મદાસુંદરી આવી ત્યારથી પોતે સ્વર્ગનું રાજ્ય પામી છે એટલો તેને આનંદ થયો. અને નર્મદાસુંદરી એવા આનંદનું કારણ થાય એમાં નવાઈ ન હતી. પોતાની મીઠી વાણી અને કુશળતાથી તે આખાયે કુટુંબને આનંદ પમાડતી. ઋષિદત્તા જૈન ધર્મી હતી. તે અહીં આવીને વૈષ્ણવ બની હતી ત્યારે નર્મદાસુંદરી પોતાના વૈષ્ણવ સાસરીયાને જૈન બનાવતી હતી. તેણે પોતાના પતિને તો થોડા જ

વખતમાં જૈન ધર્મની એટલી બધી શ્રદ્ધા બેસાડી હતી કે બધા એને જૈન તરીકે જ ઓળખવા લાગ્યા હતા. સ્ત્રી એ ખરેખર ઘરનો દીવો છે. સદ્‌ગુણી ને સુશીલ વહુ ઘરમાં આવતાં ઘરમાં આનંદ, વ્યવસ્થા ને સંસ્કારનું વાતાવરણ જામે છે. અણઘડ ને કુશીલા વહુ ઘરમાં આવતાં ઘરનાં સુખ શાન્તિ ને આબરૂ સદાને માટે નાશ પામે છે.

નર્મદાસુંદરી એક વખત ગોખમાં બેઠી છે. દર્પણમાં પોતાનું મુખ જોતી પાન ચાવી રહી છે. પોતાના રૂપમાં મગ્ન બની નીચે જોયા વિના જ તેણે તાંબુલની પીચકારી મારી. બરાબર એ જ સમયે કોઈ પંચમહાવ્રતધારી મુનિ એ ગોખની નીચેથી પસાર થતા હતા. તેમના જ મસ્તક પર એ પાનની પીચકારી પડી.

સાધુ જ્ઞાની હતા પણ તેમને આથી ક્રોધ આવી ગયો. તે બોલી ગયા કે 'અમારી આવી આશાતના કરનારને પતિનો વિયોગ થશે.' નર્મદાસુંદરી આ શબ્દો સાંભળતાં જ ચમકી. પોતે પ્રમાદથી મહાન ભૂલ કરી છે એ ખ્યાલ આવ્યો. તરત જ તે નીચે ઉતરી અને મુનિને બે હાથ જોડી વિનંતિ કરી : હે મુનિરાજ! હું દુષ્ટ અભાગણી પ્રમાદવશાત્ ભૂલી. પણ આપ તો વિશ્વને વહાલા છો. સર્વે જીવ પ્રત્યે પ્રેમભાવ રાખનારા છો. તમારે તો મિત્ર ને શત્રુ સરખા હોય છે તો મારો અપરાધ ક્ષમા કરો. મને શાપથી બચાવો !

મુનિ કહે, મેં તને શાપ નથી આપ્યો. તારા ભવિષ્યના વચનો જ મારા મુખમાંથી નીકળી પડયા છે. હે બાઇ ! તારા કર્મને લીધે જ તને પતિનો વિયોગ થવાનો છે. કર્મનાં ફળ ભોગવતાં કોણ બુદ્ધિમાન ખેદ કરે ? માટે જરા પણ ખેદ કરીશ નહિ. એમ બોલી મુનિરાજ તો ચાલતા થયા.

આ બનાવને ઘણો વખત પસાર થઇ ગયો છે. નર્મદાસુંદરી પતિભક્તિ કરતી અને જૈન ધર્મ પાળતી સુખમાં દિવસો પસાર કરે છે. એવામાં એક વખત તેના પતિ મહેશ્વર-દત્તને મ્લેચ્છ દ્વીપમાં જઇને વ્યાપાર કરવાનો મનોરથ થયો. તેણે જાતજાતનાં કરિયાણાં ભર્યાં ને વહાણ તૈયાર કરાવ્યાં. આ વખતે નર્મદાસુંદરીએ કહ્યું: સ્વામીનાથ ! હું તમારા વિના ઘડીકે નહિ રહી શકું માટે મને સાથે લઈ જાવ. મહેશ્વરદત્તે ઘણું ઘણું કહ્યું પણ નર્મદાસુંદરીએ એ ન માન્યું એટલે તેને સાથે લઈ મહેશ્વરદત્તે શુભ મુહૂર્તે વહાણ ઉપાડયાં.

સાગર મોટાં મોટાં મોજાં ઉછાળી રહ્યો છે ! દૂર દૂર સુધી એકલું પાણી જ નજરે પડે છે. અંદર જગાએ જગાએ જળચર પશુઓ ડોકીઆં કરી રહ્યાં છે. રસ્તામાં કોઇ કોઇ બેટ આવે છે ત્યાં પંખીઓનાં ટોળાં ઉડી રહ્યાં છે. નર્મદાસુંદરી ને મહેશ્વરદત્ત વહાણમાં બેઠાં બેઠાં દરિયાની એ લીલા જોઈ આનંદ પામે છે. એમ કરતાં વહાણ ભરદરિયે આવ્યાં. ચાંદની રાતમાં તે સરસરાટ ચાલ્યાં જાય છે. એવામાં સંગીત સંભળાયું. નર્મદાસુંદરી સં-ગીતની ભારે જાણકાર હતી. તેની ગુપ્ત વિદ્યાઓ પણ તે જા-

ણતી હતી. એણે એક ધ્યાને સંગીત સાંભળીને કહ્યું : સ્વામીનાથ ! કહો તો અહીં બેઠાં આ સંગીતના ગાનારને ઓળખી આપું. મહેશ્વરદત્ત કહે, કહી આપ જોઇએ ? નર્મદાસુંદરીએ કહ્યું: ગીત ગાનાર કાળા રંગનો છે. તેના હાથપગ જાડા છે ને તે પર વાળ ઉગેલા છે. તેના ગુપ્ત સ્થાન ઉપર મસ છે. એની આંખો રાતી છે. જમણા અંગ ઉપર ચિન્હ છે. આશરે બાવીશ વર્ષનો કોઈ વિશાળ છાતીવાળો યુવાન છે. નર્મદાસુંદરીનું આ વર્ણન સાંભળી મહેશ્વરદત્ત મનમાં વિચાર કરવા લાગ્યો: વિદ્યાના બળથી શું આવું જાણી શકાતું હશે ? આમાં જરૂર કાંઇ ભેદ લાગે છે. સવારે તેણે વ્હાણમાં તપાસ કરી તો બરાબર એજ વર્ણન પ્રમાણે માણસ મળી રહ્યો. મહેશ્વરદત્તના મનની શંકા વધી. નક્કી નર્મદાસુંદરી આ પુરૂષ સાથે સંબંધમાં હોવી જોઇએ. એ સિવાય આવું વર્ણન થઈ શકે જ નહિ. હું તો એમ માનતો હતો કે તે મહાસતી છે. પણ જગતમાં કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી. આ દુષ્ટાએ મારા પર આજ સુધી કેવો ખોટો પ્રેમ બતાવ્યો ? એને હવે શું કરૂં ? અહીં જ ઠાર કરૂં કે દરિયામાં ફેંકી દઉં ! પણ ના, ના. દુનિયામાં મારી અપકીર્તિ થાય. આવા આવા તે વિચાર કરે છે ત્યાં વહાણ ચલાવનારે (નિર્યામકે) બૂમ મારી કે શઢ ઉંચા લ્યો. સહુ સાંકળને પકડી લ્યો. આપણે મ્લેચ્છ દ્વીપમાં આવ્યા છીએ. અહીંથી ખોરાક ને પાણી લેવાં હોય તે લઇ લ્યો. ઉપરીના હુકમ પ્રમાણે ખલાસીઓ વર્તવા લાગ્યા.

મહેશ્વરદત્તે વહાણુને આ બેટ આગળ લંગરવાનો હુકમ આપ્યો. સહુ પોતપોતાના કામે લાગ્યા. મહેશ્વરદત્ત નર્મદાસુંદરીને લઈ બેટમાં ફરવા નીકળ્યો. મહેશ્વરદત્તના મનમાં મેલ છે. તેણે નર્મદાસુંદરીને ખૂબ ખૂબ ફેરવી અને એક જંગલમાં દાખલ થયો. ત્યાં એક મનોહર જળાશય આવ્યું. બંને જણુ આરામ લેવા તેના કિનારે બેઠા. નર્મદાસુંદરી ખૂબ થાકી ગયેલી છે અને જળાશય પરથી ઠંડા પવનની લહેરો આવવા માંડી એટલે તેની આંખ મળી ગઈ. મહેશ્વરદત્ત ત્યાંથી ઉઠીને ઉતાવળો ઉતાવળો કિનારે આવ્યો. કિનારે આવતાં તેણે રોકકળ કરી મૂકી. અરેરે જંગલમાં સિંહના હાથે નર્મદાસુંદરી મારી ગઈ! હું માંડ બચ્યો! હવે વધારે વખત અહીં રહેવું સલામત નથી! ચાલો જલ્દી વહાણ ઉપાડો!

મહેશ્વરદત્તની વાતમાં શંકા કરવાનું કોઇને કારણ ન હતું. એ વાત સાંભળતાં બધાને શોક થયો. વહાણ ત્યાંથી ઉપડયાં. કેટલાક દિવસે ઘેર આવ્યા. મહેશ્વરદત્તે બનાવી રાખેલી વાત સહુને કરી. એ સાંભળી કુટુંબનાં બધાં માણસોને ભારે શોક થયો. નર્મદાસુંદરીની યોગ્ય ઉત્તરક્રિયા પણ કરી.

:૨:

નર્મદાસુંદરી નવકાર મંત્રનું ધ્યાન ધરતી જ્યાં જાગીને નજર કરે તો પતિને દીઠો નહિ. તે સમજી કે એમણે મારી મશ્કરી કરી હશે એટલે તે બૂમ મારવા લાગીઃ હે સ્વામીનાથ!

આવા જંગલમાં આમ મશ્કરી કરો નહિ. હું આવી મશ્કરી સહન કરી શકતી નથી. જ્યારે તેણે અનેક વખત આમ બૂમો મારી પણ કોઇ આવ્યું નહિ ત્યારે ત્યાંથી ઉઠી તે જંગલમાં શોધવા નીકળી. ઝાડે ઝાડે, કુંજે કુંજે, ને ગુફાએ ગુફાએ તે પોતાના પ્રાણનાથને બોલાવતી ફરી વળી. એમ છતાં જ્યારે પત્તો ન લાગ્યો ત્યારે તે વિલાપ કરવા લાગી. એ વિલાપ એટલો તો કરૂણ હતો કે વનનાં મૃગલાં પણ થંભી ગયાં ને તેમની આંખમાં પણ આંસુ આવ્યાં. વૃક્ષો પણ રોઉં રોઉં થઈ ગયા. આખું જંગલ શોકમય થઈ ગયું. એનો વિલાપ સાંભળીને જાણે સૂરજનારાયણ પણ શોકમાં ડુબી ગયા હોય તેમ અસ્ત પામ્યા. દિવસે પણ બિહામણું લાગતું જંગલ ઓર ભયાનક લાગવા માંડયું. ધીમે ધીમે રાત્રિ પણ આવી પહોંચી ને ચંદ્રનો ઉદય થયો. નર્મદાસુંદરી આ વખતે પોતાના પ્રાણની રક્ષા કરવા માટે કોઈ લતાગૃહ શોધી તેમાં દાખલ થઈ ગઇ. પતિને સંભારતાં તેણે આખી રાત્રિ રોઈરોઇને જ ગાળી. આ રીતે પાંચ દિવસ સુધી નર્મદાસુંદરી આ જંગલમાં ભટકી છઠ્ઠા દિવસે તે કિનારે આવી પહોંચી. ત્યાં જઇને જુવે તો વ્હાણ પણ નહિ. તેના દુઃખનો પાર રહ્યો નહિ. આ કેમ બન્યું હશે ? શું મને મૂકીને ચાલ્યા જવાજ પતિએ આ કાર્ય કર્યું હશે ? એવા એવા અનેક વિચારો તેના મનમાં આવવા લાગ્યા. ગમે તે હોય પણ મુનિરાજની ભવિષ્યવાણી સાચી પડી છે. હવે શોક કરૂં તે સઘળો નકામો છે. માટે મનને શાંત કરીને સંયોગો

પ્રમાણે જ જીવન ગાળવું. નર્મદાસુંદરીએ છેવટનો નિશ્ચય કર્યો. તે કિનારેથી પાછી ફરી.

પેલા સરોવરમાં જઇને સ્નાન કર્યું. જંગલમાંથી ફળફૂલ લાવી આહાર કર્યો અને તાપસી બની રહેવા લાગી. તેણે પોતાને રહેવાને માટે એક સરસ જગાએ ગુફા શોધી કાઢી. તેમાં પોતાના ઈષ્ટ દેવ આદિનાથ ભગવાનની માટીની મૂર્તિ બનાવીને રાખી. તે જંગલના ફળફૂલથી તેમની પૂજા કરવા લાગી. ઇંગુદી વગેરેના તેલથી તેમની આગળ દીવો પ્રગટાવવા લાગી. આમ દુઃખ ભૂલી જઈ આનંદમાં નવું જીવન જીવવા લાગી.

એક વખત વીરદાસ નામનો નર્મદાસુંદરીનો કોઈ પિતરાઈ બર્બરદેશમાં વેપાર કરવા સારૂ નીકળ્યો હતો તે આ બેટ આગળ થોભ્યો. કિનારે ઉતરીને મીઠું પાણી લેવા નીકળ્યો. મીઠા પાણીની શોધ કરતાં તે સરોવર આગળ આવ્યો. નર્મદાસુંદરી અહીં સ્નાન કરીને થોડા જ વખત પહેલાં ગયેલી એટલે ધુળમાં તેનાં પગલાં પડયાં હતાં. વીરદાસ અહીં મનુષ્યનાં પગલાં જોઈ આશ્ચર્ય ચકિત થયો. પગની રેખાઓ જોઈ કોઈ લક્ષણવંત મનુષ્ય છે એમ અનુમાન કર્યું. મનમાં તેને ભારે કુતુહલ થયું. તે પગલાની પાછળ પાછળ ચાલ્યો. એમ ચાલતાં ચાલતાં જે ગુફામાં નર્મદાસુંદરી છે ત્યાં આગળ આવી પહોંચ્યો. આ વખતે નર્મદાસુંદરી આદિનાથ ભગવાનની સેવાપૂજા કરી સ્તવન લલકારી રહી હતી. સંગીતની તે ભારે જાણકાર હતી અને

તેનો સૂર પણ અત્યંત મધુર હતો એટલે એ સંગીતથી વનચર પ્રાણીઓ પણ મુગ્ધ થઈ ગયા હતા. વીરદાસને એ સંગીત સાંભળતાં જ લાગ્યું કે અવાજ પરિચિત છે. તે ગુફામાં દાખલ થયો. નર્મદાસુંદરી એકાએક પોતાના સગાને જોઇ હર્ષઘેલી થઈ ગઈ. તેનું હૃદય ભરાઈ આવ્યું. આંખમાંથી આંસુની ધારો થઈ. વીરદાસે તેને શાંત્વન આપ્યું. અને પોતાની સાથે વહાણમાં બર્બર દેશમાં લઇ ચાલ્યો.

વીરદાસે નર્મદાસુંદરીની પહેલેથી છેલ્લે સુધીની હકીકત જાણી લીધી.

:૩:

વીરદાસ બર્બર દેશમાં પહોંચી ગયો. ત્યાં એક બંદર પર પોતાનો પડાવ નાખ્યો. નર્મદાસુંદરી માટે એક જુદો તંબુ નાખ્યો. ત્યાં કેટલીક કિમ્મતિ ભેટો લઇ રાજા પાસે ગયો. રાજા એ ભેટોથી પ્રસન્ન થયો ને તેનું અર્ધું દાણ માફ કર્યું.

એ નગરમાં હરિણી નામની રાજાની માનિતી એક વેશ્યા હતી. તે મહા રૂપવતી અને ઘણીજ ચતુર હતી. રાજાએ તેને એવી ગોઠવણ કરી આપી હતી કે જે નવો વેપારી આ શહેરમાં આવે એની પાસેથી આ વેશ્યાને એક હજારને આઠ સોના મહોરો મળે.

હરિણીને ખબર પડી કે આજે કોઇ મોટો વેપારી શહેરમાં આવ્યો છે એટલે તેને તેડવા દાસીને મોકલી. દાસીએ

 ૧૯૨૫૬

આવીને વીરદાસને વાત કરી એટલે વીરદાસ બોલ્યો: અમે તો સ્વદારા ( પોતાની પત્ની )થી સંતોષ પામનારા છીએ માટે તારે બીજી કાંઇ વાતચીત કરવી નહિ. એટલે દાસીએ રાજાએ કરી આપેલી વ્યવસ્થા કહી. વીરદાસ કહે, એમ હોય તો તમે એટલી સોના મહોરો લઇ જાવ. તેણે સોના મહોરો ગણી આપી. દાસી એ લઈ હરિણી પાસે આવી. એટલે હરિણી ક્રોધથી બોલી : મારે સોના મહોરોનું શું કામ છે ? વીરદાસને જ તેડી લાવ. દાસી ફરીથી વીરદાસ આગળ આવી. આ વખતે તેણે નર્મદાસુંદરીને એક અલાયદા તંબુમાં રહેલી જોઈ. તે અનેક યુક્તિપ્રયુક્તિ કરી વીરદાસને હરિણી આગળ તેડી ગઈ. તેને એક સુંદર ગાલીચા પર બેસાડી દાસી હરિણીને એકાંતમાં લઇ ગઈ અને કહ્યું: દેવકન્યા જેવી એક સ્ત્રી વીરદાસ સાથે છે. તે એની પત્ની હોય, પુત્રી હોય, બેન હોય કે ગમે તે હોય. જો એ આપણે ત્યાં આવે તો આપણું કામ પાકી જાય. હરિણીએ એ સાંભળી કહ્યું: બહુ સારૂં. એ કામ હું હમણાં જ પતાવું છું. એમ કહી હરિણી વીરદાસ આગળ આવી. અનેક પ્રકારની વ્યાપાર ઉદ્યોગ ને વ્યવહારની વાતો કરવા લાગી. વાતો કરતાં કરતાં અજબ ચાલાકીથી વીરદાસના હાથમાંથી તેના નામ વાળી વીંટી સરકાવી લીધી. પછી દાસીને સંજ્ઞાથી બોલાવી ગુપ્ત રીતે એ વીંટી આપી દીધી ને કામ પાર પાડવા જણાવ્યું.

વેશ્યાની દાસીઓ મહા ચતુર હોય છે. એ દાસી નર્મદાસુંદરી આગળ આવી અને પેલી વીંટી બતાવીને બોલી:

કોઈ અગત્યના કામે વીરદાસે આપને બોલાવ્યાં છે. એની નિશાની બદલ આ વીંટી આપી છે. મનમાં કોઈપણ જાતના કપટ વિનાની નર્મદાસુંદરી એ જોઇ દાસીની સાથે ચાલી. અહીં અગાઉથી બધી તૈયારી થઇ ચૂકી હતી. નર્મદાસુંદરી એક બારણેથી દાખલ થઈ કે તરત જ તેને ભોંયરામાં ઉતારી દેવામાં આવી. પેલી વીંટી દાસીએ હરિણીને આપી. તેણે વાતો કરતાં એ વીંટી વીરદાસની આંગળીમાં પહેરાવી પણ દીધી.

વીરદાસ રાજ્યના ભયને લીધે અહીં આવ્યો હતો પણ કોઇ રીતે તેનું મન ચળ્યું ન હતું. હરિણીએ પોતાનો સ્વાર્થ સધાતાં તેને વિશેષ ચળાવવાની મહેનત પણ ન કરી અને જવા દીધો.

વીરદાસ જ્યારે પોતાના મુકામ પર પાછો ફર્યો ત્યારે નર્મદાસુંદરીને તેના તંબુમાં ન જોઈ. તેણે પોતાના નોકરોને પૂછ્યું કે નર્મદાસુંદરી ક્યાં ગઇ છે ? તેઓએ કહ્યુંઃ અમે કાંઇ જાણતા નથી. કોઈ સ્ત્રીની સાથે અમને કહ્યા વિના જ ગયેલા છે. વીરદાસના હૃદયમાં ફાળ પડી. તેણે નર્મદાસુંદરીની શોધ કરવા માંડી. ખૂબ ખૂબ શોધ કરી પણ તેનો પત્તો ન જ લાગ્યો. છેવટે તે વિચાર કરવા લાગ્યોઃ જ્યાં સુધી હું અહીં છું ત્યાં સુધી એને લઈ જનાર બહાર કાઢશે નહિ માટે મારે અહીંથી ચાલ્યા જવું ને આ કામ બીજાને સોંપવું. તેણે પોતાનો વેપાર સમેટી લીધો. જોઈતી વસ્તુ ખરીદી લીધી ને પોતાન. દેશમાં ચાલ્યો. ઘેર આવી પોતાના એક મિત્ર જિનદાસને બધી વાત કહી.

જિનદાસ ખૂબ કુશળ હતો. દેશ પરદેશ તેણે ખૂબ ખેડયા હતા. એટલે નર્મદાસુંદરીને શોધી કાઢવાનું તેણે કબૂલ કર્યું. તે પોતાનાં વહાણ તૈયાર કરી અંદર મોંઘા કરિયાણાં ભરી બર્બર દેશમાં જવા નીકળ્યો.

:૪:

નર્મદાસુંદરીને વીરદાસના ગયા પછી ભોંયરામાંથી બહાર કાઢીને હરિણીએ કહ્યું: હે બાઈ! તું અમારો ધંધો અંગીકાર કર. એથી રાજાની માનીતી થઈશ ને તારો જન્મ સફળ થશે. નર્મદાસુંદરી ભાલા જેવાં એ વચન સાંભળીને બોલી: પ્રાણાંતે પણ મારા શીયળને ખંડિત નહિ કરૂં.

વેશ્યા કહે, એ ગાંડી ઘેલી વાતો છોડી દે. જો અમે અહીં બેઠાં કેટલાં અમનચમન કરીએ છીએ?

નર્મદાસુંદરી કહે, દેહ વેચીને અમનચમન કરનારને ધિક્કાર હો.

હરિણી આ વચન સાંભળી ખૂબ ક્રોધે ભરાણી. તેણે પોતાની દાસીઓને બોલાવી કહ્યું. આ દુષ્ટા એમ ને એમ નહિ માને. એને બાંધીને મારો. આથી દાસીઓ નર્મદાસુંદરીને સખ્ત બંધને બાંધી પછી માર મારવા લાગી. નર્મદાસુંદરી જાણતી હતી કે નોધારાનો આધાર નવકાર મંત્ર છે. એણે નવકાર મંત્રનું સાચા દીલે સ્મરણ કર્યું. એ મંત્રના પ્રભાવથી માર મારતી દાસીઓ સજ્જડ થઈ ગઇ.

વેશ્યા મૂર્ચ્છિત થઇને ઢળી પડી અને લોહીની ઉલ્ટીઓ કરવા લાગી. એમાંથી તેનું મરણ નીપજ્યું. દાસીઓ આવો ચમત્કાર જોઈ નર્મદાસુંદરીને પગે પડી. રાજાને ખબર પડી કે હરિણી મરી ગઈ એટલે એ સ્થાન લેવા તેણે નર્મદાસું-દરીને કહ્યું.

નર્મદાસુંદરી પ્રાણાંતે પણ એ ધંધો સ્વીકારવા તૈયાર ન હતી પણ પોતાને નાશી જવાની અનુકુળતા માટે મોઢેથી હા કહી. એથી રાજાએ એને બોલાવવા પાલખી મોકલી.

નર્મદાસુંદરી પાલખીમાં બેઠી. રસ્તામાં વિચાર કરવા લાગીઃ અહીંથી નાશી છૂટવાનો એક જ ઉપાય છે અને તે ગાંડા બની જવું. આથી તેણે રસ્તામાં પાલખી ઉભી રખાવી ને એકાએક પાસે વહેતી શહેરની મોરીમાં કુદી પડી. ' અહા શું સરસ ચંદન છે ને ?' એમ બોલતી તે કાદવથી પોતાના શરીરને લેપ કરવા લાગી. પાસેથી ધૂળ લઇને પેલા સેવકો પર ઉડાડતી બોલવા લાગીઃ લ્યો તમારા પર હું ગુલાલ છાંટું. આમ અનેક રીતે ગાંડાના ચાળા કરતી તે નાચવા લાગી. રાજાને ખબર પડી એટલે તેને સાજી કરવા માંત્રિકોને મોકલ્યા. પણ સાચી ગાંડી હતી જ ક્યાં કે એ માંત્રિકોનો મંત્ર કામ લાગે ! એ માંત્રિકોને જોતાં નર્મદાસુંદ-રીએ પત્થર ફેંકવા માંડયા. થોડા વખતમાં તો ગામ આખામાં ગાંડી આવી ! ગાંડી આવી ! એવી બૂમો પડવા લાગી. અટ-કચાળાં ને નવરાં છોકરાંઓ તેની પાછળ ટોળે વળીને ભમવા

લાગ્યા. આ પ્રમાણે નર્મદાસુંદરીએ તો હંમેશાં ભમવા માંડયું. જિનેશ્વરના રાસડા ગાતી તે સદા ફરવા લાગી.

જિનદાસ સફર કરતો કરતો અહીં આવી પહોંચ્યો. તેણે નર્મદાસુંદરીને આવી રીતે ફરતી જોઇને પૂછયું કે હે બ્હેન ! તું કોણ છે ? આ જિનેશ્વર ભગવાનના રાસડા ગાતી ગાતી કેમ ફરે છે.? નર્મદાસુંદરી કહે, તું જૈન હો તો મને એકાંતમાં પૂછજે. બીજા દિવસે છોકરાઓને ભગાડી મૂકી નર્મદાસુંદરી એકલી જંગલમાં ચાલી.જિનદાસ પણ ધ્યાન રાખી એની પાછળ પાછળ-જ ચાલ્યો. નર્મદાસુંદરી કોઇ એકાંત જગાએ ઉભી રહી ને જિનેશ્વર ભગવાનની સ્તુતિ કરવા લાગી. એવામાં જિનદાસ પણ આવી પહોંચ્યો. તેને સ્વધર્મી જાણી નર્મદાસુંદરીએ બધી હકીકત કહી. જિનદાસે કહ્યું: તું ફીકર કરીશ નહિ. મારા મિત્ર વીરદાસે તારી શોધખોળ કરવા જ મને મોકલ્યો છે. હવે તું એમ કર કે કાલે વ્હેલા બજારમાં હંમેશની માફક જ ફરજે ને વેપારીઓનાં વાસણ વગેરે ફોડી નાખજે. બીજા દિવસે નર્મદાસુંદરી ખૂબ ગાંડીતૂર બની રસ્તામાં જે મળે તેને હેરાન કરવા લાગી ને વાસણ વગેરે ફોડવા લાગી. એતો ગામ આખામાં ખૂબ કોલાહલ મચ્યો. વાત ઠેઠ રાજા આગળ પહોંચી. આ વખતે જિનદાસ પણ રાજસભામાં ગયો અને પોતાના દેશ તરફ જવાની રજા માગી. રાજાએ વિચાર કર્યો કે આ ગાંડીને પણ દરિયાપાર પહોંચાડી દઇએ. એટલે તેણે જિનદાસને કહ્યું: તમારી જોડે આ ગાંડીને પણ લઈ જાવ. 'જેવી આજ્ઞા' કહી

જિનદાસ નર્મદાસુંદરીને દોરડે બાંધી વ્હાણમાં લાવ્યો અને વ્હાણ હંકાર્યાં. વહાણ ચાલતાંજ તેણે નર્મદાસુંદરીના શરીર પરથી દોરડાં દૂર કર્યાં.

પોતાનો પ્રયત્ન સફળ થવાથી જિનદાસ અત્યંત આનંદ પામ્યો. કેટલાક વખતે તે નર્મદાસુંદરીને લઈને ભરૂચ આવ્યો ને ત્યાંથી પોતાના પિત્રાઈ સહદેવને ત્યાં નર્મદાપુર ગયો.

નર્મદાસુંદરીને આવેલી જાણી તેના માતાપિતા અત્યંત આનંદ પામ્યા. નર્મદાસુંદરી એમને જોતાં ભેટી પડી ને ખૂબ રોઇ છાતીનો ભાર ઓછો કર્યો. તેઓ તો નર્મદાસુંદરીની ઉત્તરક્રિયાપણ કરી ચૂક્યા હતા એટલે નવો જન્મમહોત્સવ કર્યો અને મંદિરોમાં પૂજા ભણાવી.

અહીં એક વખત આર્યસુહસ્તી નામે આચાર્ય આવ્યા. નર્મદાસુંદરી પોતાના માતા પિતા તથા સગાં સ્નેહીઓ સાથે ઉપદેશ સાંભળવા ગઈ. એ ઉપદેશ સાંભળતાં તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું અને એથી દીક્ષા લીધી. જેવી ભાવે લીધી તેવીજ ભાવે તે પાળવા લાગી. ખૂબ તપમાં પોતાનો સમય ગાળવા લાગી અને ગામેગામ ફરતી વિચરવા લાગી.

એક વખત તે પોતાની શિષ્યાઓ સાથે ચંદ્રપુર નગરે આવી કે જ્યાં પોતે પરણી હતી. તેનું રૂપ બધું બદલાઇ ગયું હતું એટલે તેને કોઇ ઓળખી શકયું નહિ. મહેશ્વરદત્ત તથા

તેની માતા ઋષિદત્તા અહીં હંમેશાં ઉપદેશ સાંભળવા આવવા લાગ્યા. નર્મદાસુંદરી કર્મના ચમત્કાર વિષે, શીયળના મહિમા વિષે સચોટ વ્યાખ્યાન આપતી હતી.

એક વખત વ્યાખ્યાનમાં નર્મદાસુંદરીએ સ્વરનું લક્ષણ અદ્‌ભુત છટાથી કહ્યું. સ્વર ઉપરથી ગાનારની પરીક્ષા કેમ કરી શકાય તે પણ જણાવ્યું. મહેશ્વરદત્તને એ સાંભળતાંજ વ્હેમ પડયો કે નક્કી આતો નર્મદાસુંદરીજ હોવી જોઈએ. એ સિવાય આવું જ્ઞાન કોઇમાં દીઠું નથી. અહા ! શાસ્ત્રના આધારે એવી વાતો જાણી શકાય છે એ તો આજેજ જાણ્યું. મને મૂર્ખને કાંઇ ખબર ન પડી. મારી નિર્દોષ પત્નીને ખોટી શંકાથી એક બેટમાં મેં મૂકી દીધી.સાધ્વીજી તેના મનનો ભાવ કળી ગયા. એ બોલ્યાઃ હે મહાનુભાવ ! હવે ગઇ બાબતનો શોક કરશો નહિ. નર્મદાસુંદરી હું પોતેજ છું. કર્યાં કર્મના ફળ ભોગવ્યેજ છુટકો છે.

મહેશ્વરદત્તનું હૃદય આ વચનોથી ભીંજાયું. તેણે આચાર્ય શ્રી આર્યસુહસ્તિ પાસે જઇને પરમ પવિત્ર ભગવતી દીક્ષા ગ્રહણ કરી. ઋષિદત્તાએ પણ નર્મદાસુંદરી પાસે દીક્ષા ગ્રહણ કરી. નિર્મળ ચારિત્ર ને તપ વડે તે બંને સ્વર્ગ સંપત્તિ પામ્યા. નર્મદા સુંદરી પણ અણશણ કરી મૃત્યુ પામીને દેવલોક ગઈ. ત્રીજા ભવે તે મોક્ષની અધિકારી થશે એવાં શાસ્ત્ર વચન છે.

નર્મદાસુંદરી તને સેંકડો નમન હો !

---

# ધીરજલાલ ટોકરશી શાહની બીજી કૃતિઓ

## સર્વોપયોગી

**કુદરત અને કળાધામમાં વીસ દિવસ**–સચિત્ર પ્રવાસવર્ણન.

ગૂજરાતના અગ્રગણ્ય વિદ્વાનો અને પત્રોએ જેની ખુબ પ્રશંસા કરી છે એવા આ પુતકમાં ડાંગનાં જંગલો, સપ્તશ્રૃંગ, નાશિક, ઈલુરા તથા અજંતાની ગુફાઓ, ઓંકારેશ્વર વગેરે સ્થળોમાં પગ રસ્તે કરેલા સેંકડો માઈલના પ્રવાસનો રસમય ભાષામાં સંપૂર્ણ હેવાલ આપવામાં આવ્યો છે. પ્રવાસનો નકશો તથા બીજાં અગીઆર ચિત્રો છે. એની પ્રસ્તાવના સુપ્રસિદ્ધ વિદ્વાન્ કાકાશ્રી કાલેલકરે લખી છે.

**કિં. રૂા. દોઢ.**

**ઈલુરાનાં ગુફામંદિરો** : સચિત્ર સ્થાપત્યવર્ણન.

ઈલુરાનાં ગુફામંદિરો જગતની એક અજાયબી ગણાય છે. ત્યાં જૈન, બૌદ્ધ ને બ્રાહ્મણ ત્રણે ધર્મની ભવ્ય ગુફાઓ છે જેની સંપૂર્ણ હકીકત ચિત્રો તથા શ્રીયુત નાનાલાલ ચીમનલાલ મહેતા આઈ. સી. એસની પ્રસ્તાવના સાથે આ પુસ્તકમાં આપેલી છે.

**કિં. આઠ આના.**

**અજન્તાનો યાત્રી** : સચિત્ર ખંડ કાવ્ય.

૩૦૮ પંક્તિનું આ ખંડ કાવ્ય સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત્ નરસિંહરાવ ભોળાનાથ દિવેટિયાના શબ્દોમાં ' અપૂર્વ રીતિનું હોઇ આકર્ષક છે ' ગૂજરાતી સાહિત્યમાં કાવ્યની નવીન દિશા ઉઘાડતું ને અજન્તાના ચિત્રોથી ભરપુર આ આખું કાવ્ય આર્ટ પેપર પર

કુમારની સુંદર છપાઇમાં તૈયાર થયેલું છે. એનો ભવ્ય પ્રવેશક રા. રતિલાલ મોહનલાલ ત્રિવેદીએ લખ્યો છે. **કિં. આઠ આના.**

**જીવવિચાર પ્રવેશિકા:** સજીવસૃષ્ટિનું સરળ ભાષામાં વર્ગીકરણ.
**કિં. સવા આનો.**

**જળ મંદિર પાવાપુરી ત્રિરંગી ચિત્ર** : જાડા કાર્ડ બોર્ડ પર છાપેલું છતાં **કિં. બે આના.**

પોસ્ટેજ દરેકનું અલગ સમજવું.

---

## અન્ય પુસ્તકો

જૈન તથા જૈનેતર દરેક જાતનાં પુસ્તકો અમારે ત્યાંથી વ્યાજબી ભાવ અને વ્યાજબી કમીશનથી મળે છે. બીજેથી મંગાવતા પહેલાં એક વખત અહીં પુછાવી જુઓ.

## ચિત્રકામ

**દરેક જાતનું** ઉત્તમ પ્રકારનું ચિત્રકામ અમારા કાર્યાલયમાં થાય છે. કોઇ પણ સ્થળે કામ કરાવતાં પહેલાં અમને જણાવો. તમને સામાન્ય કિમ્મતમાં ઘણું સુંદર કામ આપીશું.

**જ્યોતિ કાર્યાલય,**
હવેલીની પોળ, રાયપુર,
**અમદાવાદ.**

---

# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય
અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨॥ | :: | છૂટક નકલ |
| પરદેશમાં રૂ. ૩॥ | :: | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વનો લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લેખકોના મનનીય લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ને ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

જ્યોતિ કાર્યાલય
હવેલીની પોળ, રાયપુર
અમદાવાદ.

કવર, વસંત પ્રી. પ્રે. : અમદાવાદ